"બાલસખા"ના ત્રીજા વર્ષનું ભેટપુસ્તક




લેખકો

હિંમતલાલ ચુ. શાહ

બાબુભાઈ શાહ


છ આના


'બાલસખા' કાર્યાલય : અમદાવાદ

# અનુક્રમ





"બાલસખા"ના પહેલા ભેટપુસ્તક તરીકે આ પુસ્તક રજૂ કરતાં આનંદ થાય છે. બાળકોને સાહસકથાઓ બહુ ગમે છે. એવાં સાહસોને વણી લઈ આ વાર્તામાં માણસની પ્રાથમિક દશા અને તેના વિકાસનો ખ્યાલ અપાયો છે. વિકાસની સામાન્ય ગતિ આલેખાયલી છે, સમયને મહત્વ નથી આપ્યું. પુસ્તકને ઉપયોગી બનાવવા બને તેટલો પ્રયાસ કર્યો છે. આશા છે કે ગૂજરાતનાં બાળકો પુસ્તકને અપનાવશે.

અમદાવાદ
તા. ૧-૮-૪૦

હિંમતલાલ ચુ. શાહ



માને ખાવાનું લઇ આવેલી જોઈ ઉં અને ઈ
ખુશખુશ થઇ ગયાં.

# માણસ

[૧]

## જંગલમાં

●

હુમમમ....

સિંહના અવાજથી જંગલ ગાજી ઊઠ્યું. ઝાડ ઉપર બેઠેલો ઉં જરા ડર્યો. તેણે એજ ઝાડની બીજી ડાળી તરફ જોયું. ત્યાં એની બેન ઈં બેઠી હતી. તેને પણ બહુ બીક લાગી હોય તેવું જણાયું નહિ. જરા ઉંચેની ડાળી ઉપર શીં બેઠી હતી. તે ડરી હતી ખરી પણ ગભરાઈ નહોતી.

સિંહ એ જ ઝાડ નીચેથી ચાલ્યો ગયો. એની બીકને લીધે જંગલમાંનાં પશુઓએ નાસાનાસ કરી મૂકી. પંખીઓએ ચીસાચીસ કરી જંગલને ગજાવી મૂક્યું.

સિંહના ગયા પછી કેટલીક વારે જંગલ શાન્ત થઈ ગયું. ઈં, ઉં અને શીં નીચે ઉતર્યા. સવાર થઈ ગયું હતું ને હવે તેમને ઝાડ ઉપર રહેવાને કારણ નહોતું.

આ કુટુંબ લાખો વરસ પહેલાંનું હતું. એ વખતે આજના

જેવાં મકાનો નહોતાં, આજની માફક કપડાં નહોતાં, રાંધવાને માટે વાસણો યે નહોતાં. અરે, દેવતાનો ઉપયોગ કરવાની યે કોઇને ખબર નહોતી. માણસો જંગલમાં રહે. નાગાં ફરે ને મળે તે ખાઈ લે. એમની પાસે વાત કરવા ભાષા પણ નહોતી. ઈશારાથી કે ભાગ્યાતૂટ્યા અવાજથી સમજાવે; પણ આપણે કંઈ ઓછા એમ સમજી શકીએ તેમ છીએ ? એમને ઓળખવા નામ તો જોઈશે જ ને ? આપણે છોકરાને 'ઉં' કહીશું, બેનને 'ઇં' અને તેમની માને 'શીં' એ લોકો આવો જ અવાજ કરતાં.

ઉં નવ વરસનો હતો. ઇં સાતેક વરસની હતી. તેમની પાસે કપડાં નહોતાં. નાગાં જ હતાં. એમનો બાપ મજબૂત માણસ હતો; પણ કોઈ જંગલી પ્રાણી એને ઉપાડી ગયું હતું. બહુ દિવસ થયા. એનો યે બાપ હતો પણ એનો પત્તો નહોતો.

ઉં, ઇં અને શીં જંગલમાં ફરવા નીકળ્યાં. ઝાડ ઉપરનાં કેટલાંક ફળ ખાધાં. ફળો શોધતાં શોધતાં શીં જરા આગળ નીકળી ગઈ. ઇં અને ઉંએ તેને શોધી પણ જડી નહિ એટલે 'આવી પહોંચશે' એમ વિચારી ઝાડ નીચે જઇ બેઠાં.

કેટલીક વાર પછી શીં આવી. એ નવી જ જાતનાં ફળો લાવી હતી. માને જોઈ છોકરાંને આનંદ થયો.

બધાંએ ભેગાં મળી ઉજાણી કરી.



[૨]

# દેવતા





હવે મોટો થઇ ગયો હતો. તે માને મદદ કરતો. ઇં પણ નમાલી નહોતી. તે ઘણી વખત ભાઇની સાથે જંગલમાં ફરતી:

છોકરાં મોટાં થયાં એટલે માને નીરાંત હતી. પહેલાં તો તે લાવીને છોકરાંને ખવરાવતી. હવે છોકરાં પોતાની મેળે ફળ શોધી લેતાં. કોઈક વખત શીંને ફરવું ન હોય તો તેને લાવી પણ આપતાં.

એક દિવસ ઉં એકલો જંગલમાં નીકળી પડયો હતો. ઇં અને શીં રાહ જોતાં બેઠાં હતાં. કેટલીક વાર પછી ઉં આવ્યો. એના હાથમાં મૂળિયા જેવું કંઇક હતું. શું હતું તે કોઈ જાણતું નહોતું. તેણે લાવીને મા અને બેન પાસે મૂક્યું.

માએ મૂળિયું હાથમાં લીધું. જોયું. તપારયું. ‘ક્યાંથી



લાગ્યો ?' એમ ઇશારાથી પૂછ્યું. ઉંએ એવી જ રીતે ઈશારાથી જવાબ આપ્યો. તેણે જમીન ખોદતો હોય તેમ બતાવ્યું. માને સમજાયું કે આ લાંબું લાંબું જમીનમાંથી નીકળ્યું છે. તેણે બચકું ભર્યું. અંદરથી ગળચટ્ટું ધોળું ધોળું નીકળ્યું. ઇંને આપ્યું. સૌને ભાવ્યું.

એ જ વખતે પવન જોસથી ફૂંકાવા લાગ્યો. ઝાડ અને છોડવાઓ વાંકાં વળી હાલવા લાગ્યાં. ઇં, ઉં અને શીં ઉભાં રહી શકતાં નહોતાં. પવન એમને ખેંચી જતો હતો ને સખત ઠંડી લાગતી હતી. ભારે તોફાન હતું. આઘેનું એક ઝાડ મૂળમાંથી ઉખડી પડયું. પાસેના ઝાડની ડાળી ભાગી પડી ને ઇંને જરા વાગ્યું.

પવનના આ તોફાનથી જંગલનાં પશુઓમાં પણ ગરબડ થઈ. તેઓ ભડકીને નાસવા લાગ્યાં. બૂમો પાડી જંગલ ગજવવા લાગ્યાં. સૌને પોતાના જીવની પડી હતી. સિંહ આ ત્રણેની

પાસે થઈ દોડ્યો જતો, વાઘ જરા લાલ આંખે જોઈ લેતો, જંગલી ઘોડા, કૂતરા, વરુ, શિયાળ, રીંછ એ બિચારાં તો ઊંધું ઘાલીને દોડતાં. આઘે હાથીની ચીસો સંભળાતી હતી.

ઉંએ તે તરફ જોયું. જોતાં જોતાં એની નજર જરા ઊંચે ચડી ગઈ. સૂકા ઝાડની બે ડાળીઓ ઘસાતી હતી. સખત પવન હતો એટલે જોસથી ઘસાતી હતી. થોડી વાર પછી એમાંથી કંઈક ચકચકતું નીકળ્યું. નીચેના સૂકા ઘાસમાં પડયું ને મોટું થઈ ગયું !

એ શું હતું તે ન સમજાયું. ઉં પાસે ગયો. ચકચકતું ખસતું ખસતું તેની પાસે આવતું હતું. લીલાં અને સૂકાં ઝાડ–પાન તેની વચ્ચે આવી જતાં. ઝાડનાં લીલાં પાન ખરી પડતાં ને થોડી વારમાં આખું ઝાડ કાળું પડી, ગબડી જઈ અલોપ થતું.

ઉંને તપાસ કરવાનો વિચાર થયો. એ છેક પાસે ગયો. જેમ જેમ પાસે ગયો તેમ તેમ શરીરને કંઈક થવા લાગ્યું. શું થાય છે તે ન સમજાયું. એણે પાંચ–છ ડગલાં તે તરફ ભર્યાં. એવામાં લાલ લાલ કંઈ તેના તરફ ઉડી આવ્યું. મોટો અવાજ થયો.

તેને હાથમાં લેવા ઉં નીચો નમ્યો. પકડયું; પણ તરત ફૂ ફૂ કરી નાખી દીધું. હાથને કંઈક થતું હતું. હાથ વીંઝતો તે મા પાસે દોડી ગયો. માએ હાથ જોયો. ફોલ્લો પડયો હતો.

પેલું ચળકતું આગળ વધતું જ હતું. એમાં કંઈક છે ને પોતાને પજવે છે એમ ત્રણેને લાગ્યું. દોડયાં. દોડતાં દોડતાં

કેટલેક દૂર ચાલ્યાં ગયાં. ટાઢથી શરીર થરથરતાં હતાં એમ હવે તેમને લાગ્યું. પેલા ચળકતા પાસે હતાં ત્યારે આવું કંઈ નહોતું થતું; પણ એમને એવી બીક લાગી હતી કે દોડવાનું ચાલુ રાખ્યું.

ઘણું દોડયાં. હવે પેલા ચળકતાની બીક નહોતી. એ આઘે રહી ગયું હતું. હા, એ છે એમ તો દેખાતું હતું. આકાશ લાલ લાલ થઈ ગયું હતું. અજવાળું હતું ને કંઈક કાળું કાળું નીકળી ઊંચે આકાશમાં જતું ને વિખરાઈ જતું.

એમને ખબર નહિ કે પેલું ચળકતું હતું તે દેવતા હતો ને કાળું કાળું હતું તે ધૂમાડો હતો.



ઉં, ઇં અને શીં ટોળું વળીને ઊભાં હતાં. ટાઢથી બચવા મથતાં હતાં. ઉં વિચારમાં પડી ગયો હતો. એકદમ તે દોડયો ને આજુબાજુથી થોડું સૂકું ઘાસ અને લાકડાના બે ટૂકડા ઊપાડી લાવ્યો.

ત્રણે બેઠાં. ઉં લાકડાના કકડા જોરથી ઘસવા લાગ્યો. નીચે સૂકું ઘાસ હતું. ઘસી ઘસીને તેનો દમ નીકળી ગયો; પણ પેલું ચળકતું નીકળ્યું નહિ. ઇં અને શીં ઉંનો વિચાર સમજી ગયાં. તે પણ સૂકું ઘાસ અને લાકડાં વીણી લાવ્યાં. ત્રણે ઘસવા લાગ્યાં.

સખત મહેનત પછી ઇંના લાકડામાંથી ચળકતું નીકળ્યું. ઘાસમાં પડયું ને ઘાસ ખાઈ મોટું થઈ ગયું! ત્રણેના આનંદનો

પાર રહ્યો નહિ. ઉછળતા ભડકામાં ઇંએ તો હાથ નાખ્યા ને ચોળ્યા. અહા ! ટાઢ બિચારી મરી ગઈ હતી !

પછી તો તેમણે આખી રાત દેવતા સળગતો રાખ્યો.

પાંચ–છ રાતો પછી એક બાબત તરફ ધ્યાન ખેંચાયું.

પહેલાં તો રાત મહામુશ્કેલીએ જતી. જંગલી પ્રાણીઓ તેમની પાસે આવતાં ને ઊંઘવા ન દેતાં; પણ જે દિવસથી આ નવાઈની ચીજ મળી તે દિવસથી એક પણ જંગલી પ્રાણી તેમની પાસે આવ્યું નહોતું. હા, એક વીંછી આવ્યો હતો પણ તરત પકડાઈ ગયો હતો.

રાતે બધાં ઊંઘી ગયાં હતાં. તેઓ કાં તો ઝાડની ડાળીએ ઊંઘ ખેંચી કાઢતાં, કાં તો ઘાસની પથારીમાં પડતાં. ઓચિંતી ઈંએ ચીસ પાડી. બધાં જાગી ગયાં. ઈંના અંગુઠે દુઃખ થતું હતું. ચંદ્રના અજવાળામાં તપાસ કરી પણ કશું જડયું નહિ. ઈં ચીસો પાડયે જતી હતી, દુઃખ વધતું જતું હતું. અંગુઠાથી વધી ઢીંચણ સુધી આવ્યું હતું. પછી તો આખો પગ.

ચીસો પાડતાં રાત વીતાવી. સવારે જોયું તો પાસે પડેલા પથરાની ધાર આગળ એક જીવડું લપાઇને બેઠું હતું. એ વીંછી હતો.

દેવતા નહોતો ત્યારે આવું થતું. દેવતા આવતાં મોટાં પશુઓ તો આવતાં જ નહિ. સાપ કે વીંછી આવી પહોંચતા તો તરત પકડાઈ જતા.

ખરેખર ! દેવતાએ તેમને ભારે સુખ કરી આપ્યું હતું !



ઈ અને શીં રાત્રે ઉંઘતાં હોય ત્યારે ઉં આવી રીતે જાગતો રહી વિચાર કર્યાં કરતો. મોડી રાત સુધી પથરા જોડે ગડમથલ કરી કંઈક નવું શોધવા મથતો.

[ ૩ ]

# ભાઈબંધ મળ્યો

ત્રણે જણ તાપણી સળગાવી બેઠાં હતાં. દિવસે જંગલમાં ખોરાક શોધવા નીકળ્યાં હતાં ને ત્રણે જણ કંદ લાવ્યાં હતાં. આટલાં બધાં ખવાય શી રીતે? એટલે બહુ વધ્યાં હતાં. વધેલાં પાસે પડયાં હતાં. રમતાં રમતાં ઇંએ એક કંદ તાપણીમાં મૂકી દીધું. અત્યાર સુધીમાં તેમને એટલી ખબર પડી ગઈ હતી કે લીલી વસ્તુ એકદમ બળી જતી નથી. એને બળતાં સૂકાં કરતાં વધારે વાર લાગે છે.

ઇંએ મૂકેલા કંદ ઉપર ઉં નજર રાખી રહ્યો. એ હોશિયાર છોકરો હતો. હમણાં હમણાં તેના સ્વભાવમાં ફેર પડયો હતો. તે ઘણી વખત વિચારમાં પડી જતો હતો. દરેક વસ્તુ માટે વિચાર કર્યા કરતો. આવી જ રીતે તે કંદ જોતો હતો ને બળી જાય તો ઉપાડી લેવા તૈયાર જ હતો. કેટલીક વાર પછી

કંદને એક છેડેથી ધૂમાડો નીકળવા લાગ્યો. ઉંએ તેને ઉપાડી લીધું. એક બાજુએ મૂક્યું.

થોડી વારમાં કંદ ટાઢું થયું. ઉંએ તેના ઉપર હાથ ફેરવી જોયો. જરા ભાર દેઇને ફેરવી જોયો. કકડો કરવા પણ ઈચ્છયું. ત્યાં તો તેના હાથમાં કંદનો ઉપરનો ભાગ આવી ગયો ને અંદરનો ધોળો ગરભ દેખાયો. ઓહો! આ તો નવાઈ! કઠણ કંદ પોચું થયું હતું. ઉંની આંખ ચમકી. ઇં અને શીં જોઇ ગયાં. તેમણે પણ કંદ જોયું. ઇંએ તો એક બચકું પણ ભરી લીધું.

ઉંએ કંદ ઉપરની બધી છાલ ઉખાડી. કંદ તો એ લોકો રોજ ખાતાં હતાં અને ઇંને બહુ ભાવતાં હતાં. એને ભાવતી જાતનું આ કંદ હતું એટલે મોંમાં પાણી આવી ગયું હતું. તેણે ભાઈના હાથમાંથી કંદ પડાવી લીધું. બે–ચાર બચકાં ભરી લીધાં. આંખો ચગાવી માને આપ્યું. શીંએ એક બચકું ભર્યું. પછી ઉંનો વારો આવ્યો. એ શા માટે રહી જાય?

સૌને લાગ્યું કે કંદ પોચું થઈ ગયું છે. કાચા કઠણ કરતાં આ બાફેલું સહેલાઈથી ખવાય છે અને એમાં મિઠાશ પણ વધી છે. ઇંએ તો રોજ આવું કરવાનું ઈશારતથી કહી પણ દીધું.

એ વખતે શીંની નજર સામેના જાળા ઉપર પડી. એક પ્રાણી લપાઇ રહ્યું હતું. એની લાલચુ આંખ આ ત્રણ તરફ હતી. શીંએ વિચિત્ર અવાજ કરી ઉં અને ઇંનું ધ્યાન ખેંચ્યું. ઉંએ જોયું.



એ જંગલી કૂતરો હતો. આવાં નાનાં પ્રાણીઓ સાથે ઘણી વખત લડવું પડતું એટલે ઉંએ જરા પણ દરકાર ન કરી. હુમલો કરે તો તેને મારી નાખતાં વાર નહિ લાગે એવી એમને પૂરેપૂરી ખાત્રી હતી.

પણ કૂતરે હલ્લો ન કર્યો. એ તેમના તરફ જોઈ રહ્યો. લાચાર પ્રાણીઓ આવી રીતે જોઈ રહે છે તે ઉં જાણતો હતો. કૂતરો બહાર નીકળી ધીમેથી આગળ ચાલ્યો. ડરતો હોય તેમ ચાલ્યો. છેક નજીક આવતાં ઉં ઉભો થઇ ગયો. એના મજબૂત હાથ અક્કડ થયા; પણ કૂતરો લડવા આવ્યો હોય તેમ લાગ્યું નહિ. ઉંએ તેને ઉપાડીને દૂર ફેંકી દીધો. કૂતરો વળી પાછો આવ્યો ને તાપણી પાસે બેઠો.

કૂતરો શાન્તિથી બેસે તેમાં કોઇને વાંધો નહોતો. તેમણે તેને બેસવા દીધો. થોડા વખતમાં હળી ગયો. આમ છતાં એ દિવસે કોઇએ તેના ઉપર વિશ્વાસ મૂક્યો નહિ.

પછી તો કૂતરો રાત ત્યાં રહેતો. દિવસે જંગલમાં રખડે ને રાતે આવી ત્રણે સાથે રહે. કોઈ જંગલી પ્રાણી દેખાય તો ભસીને ખબર આપે.

આ નવો મિત્ર મળ્યા પછી તો સુખ થઈ ગયું. પહેલાંની રાતો કરતાં હવેની રાતો કેવી મઝાની હતી !

[ ૪ ]

# વાઘ સાથે જંગ



ઘર નહોતું કે સરસામાન નહોતો. સગવડ હોય તેવી જગ્યા એમનું ઘર. આજે એક જગ્યાએ તો કાલે બીજી જગ્યાએ. છતાં માણસને ઘણી વસ્તુઓ સાથે પ્રેમ બંધાય છે. આ ત્રણેને તેવી રીતે જગ્યા સાથે પ્રીતિ બંધાઈ હતી. આખો દિવસ ગમે ત્યાં રખડતાંક પણ રાત પડતા પહેલાં એક જગ્યાએ આવી જતાં ને સવારમાં વળી રખડવા નીકળી પડતાં.

દિવસો ચાલ્યા ગયા.

ઉં મોટો થઈ ગયો. ઇં મોટી થઈ ગઈ. શીં હવે કેડ ઉપર વેલા ને પાંદડાં વીંટતી થઇ ગઇ હતી.

બધાં ઊંઘતાં હતાં. ભાઈબંધ કૂતરો જરા આઘે લાંબો થઇને પડયો હતો. વચ્ચે તાપણી હતી પણ બહુ વારથી લાકડાં પૂરેલાં નહિ હોવાથી તે ઠરી જવા આવી હતી. થોડા અંગારા ઝગઝગતા હના, થોડા ઉપર રાખ વળી હતી.

ઓચિંતી કૂતરાની ચીસ સંભળાઈ. ઉં, ઇં અને શીં જાગી ગયાં. ઉં છલંગ મારી ઉભો થઈ ગયો. જોયું તો વાઘ કૂતરાને લઈ ચાલ્યો જતો હતો.

ઉં પાછળ દોડયો. એને જોઈ વાઘ પાછો ફર્યો. કૂતરાને મૂકી તેણે ઉં પર તરાપ મારી. ઉં બળવાન હતો. એણે કેટલીક વાર સુધી વાઘ સાથે કુસ્તી કરી. કેટલીક જગ્યાએ વાઘના નખ વાગ્યા ને લોહી નીકળ્યું. થાક તો સારી પેઠે લાગ્યો હતો.

ઉં દોડયો તે જોઇ ઇં અને શીં ઉભાં થઈ ગયાં હતાં ને શું થયું છે તે જાણવા તેની પાછળ જ આવતાં હતાં.

નજીક આવતાં ઈંએ ત્યાં પડેલો એક પથરો ઉપાડી લીધો. પથરો ભારે હતો. બધી બાજુઓએથી સુંવાળો હતો પણ અણીદાર હતો. ઇંએ વાઘને પથરો છૂટો મારવાનો વિચાર કર્યો પણ ભાઈને જ વાગે એ બીકે અટકી ગઇ. તરત પથરો લઈ દોડી ને વાઘને મારવા મંડી પડી. કેટલાક ઘા ખાલી જતા. વાગતા તે ખાસ અસર કરતા નહિ ને વાઘ તો પંજો લગાવી દેતો. એણે એક થપ્પડે ઉંને જમીન ઉપર સૂવાડી દીધો. ભાઇનું મોત આવેલું જોઈ ઇં જીવ ઉપર આવી. તેણે દાંત કચકચાવી ઘા કરવા માંડયા. આમ કરતાં ધારવાળી બાજુએથી પથરો વાઘના કપાળમાં વાગ્યો. વાઘને તમ્મર ચડી ને ગાંડો બની નાઠો. ઇંના હાથમાંથી પથરો પણ પડી ગયો. બહુ ભારે હતો ને ખૂબ ઘા કરવાથી ઈંના હાથ દુખી ગયા હતા.

શીં ઉં પાસે પહોંચી ગઈ હતી. ઈં પાસે હતી પણ કંઈ

કરી શકે તેમ નહોતું. એ તો મોં પહોળું કરી હાંફ્યા કરતી હતી.

ઉં બેઠો થયો. ઇં પણ થાક ઉતરતાં ટટાર થઈ. ઉંને હજી આરામની જરૂર હતી. કેટલીક વાર સુધી આંખ મીંચી બેસી રહ્યો. પછી બેસી ન શકાયું એટલે સૂઈ ગયો. સૂતાં સૂતાં તેની નજર પથરા ઉપર પડી.

ઇંએ ઈશારતથી સમજાવ્યું: "આ પથરાએ વાઘનું માથું ફોડયું."

ઉંએ હાથ લાંબો કર્યો. શીં કારણ સમજી ગઈ. તેણે પથરો લાવી પાસે મૂકયો. ઉં પથરો જોઇ રહ્યો. એક બાજુ લોહીવાળી થઈ હતી તે તરફ તેનું ધ્યાન ગયું.

ઈશારતમાં વાત ચાલી.

"આ અણીવાળી ધાર વાઘને વાગી હતી?"

"હા." એક ડોક નમાવી ઈંએ જવાબ આપ્યો.

ઘણી વાર પછી શીંને ટેકે ઉં ચાલ્યો. ઇંએ તેના કહેવાથી પથરો લઈ લીધો હતો. એ આ પથરાને શું કરશે એમ ઇં અને શીં બંનેને થતું હતું પણ માંદો માણસ કહે તે ચું કે ચાં કર્યા સિવાય કરવું જ જોઈએને?

તેઓ પોતાની જગ્યાએ આવ્યાં. કૂતરો મરી ગયો હતો ને તેનું મડદું ત્યાં પડયું હતું. ઝટપટ ઘાસ પાથરી ઉંને તેમાં સૂવાડી દીધો ને સારવાર કરવા માંડી.

કેટલેક દિવસે ઉં સાજો થયો.

સાજો થયો ને ઉં ગાંડો બની ગયો હોય તેવો દેખાયો. પેલા પથરાને જોયા કરતો, હાથ ફેરવ્યા કરતો. કંદમૂળ કે ફળફૂલ લેવા જતો નહિ. બસ પથ્થર જોડે માથાફૂટ કર્યા કરતો.



રાત પડવા આવી હતી. હવે ઉં કામે વળગ્યો હતો. જો કે પહેલાં જેવું નહિ તોપણ ઠીક હતું. આજે એ કંદ લેવા નીકળ્યો હતો. થોડાં ફળ સાથે પથરો લઈ પાછો આવ્યો હતો.

રાત પડી.

તાપણી કરી તેઓ બેઠાં. કેટલીક વાર પછી ઊંઘ આવી એટલે ઇં અને શીં ઊંઘી ગયાં. ઉંની ઊંઘ ઊડી ગઈ હતી. એ પથરાનો પૂજારી બન્યો હતો ને પથરા જોડે માથાફૂટ કરતો હતો.

એ પથરાની ધાર તપાસતો ને વિચાર કરતો. ઉંએ પથરાની બુઠ્ઠી બાજુ પગ ઉપર મારી. પછીથી અણીવાળી બાજુ મારી. બુઠ્ઠી બાજુ વાગી ખરી પણ અણીવાળી એથી વધારે વાગી. પગમાં ખાડો પડયો. વધારે જોરથી માર્યું તો કાપો પડયો ને લોહી નીકળવા જેવું થઈ ગયું.

પડેલા ઘામાં લાહ્ય બળવા લાગી પણ ઉંના દિલમાં આનંદ હતો. તેણે સરસ શોધ કરી હતી. હવે એ જંગલી પશુઓ સાથે સહેલાઈથી લડી શકશે એમ તેને લાગ્યું. તેમની પાસે અણીદાર નખ છે તો પોતે તેવો જ પથરો ધરાવે છે એ વિચારે ઉંના શરીરમાં જુસ્સો આવ્યો.



[ ૫ ]

# નવી શોધખોળ

•

ખરેખર, ઉં ખૂની બની ગયો હતો. વાઘે એને ઘાયલ કર્યો ત્યાર પછી તેના મગજમાં જુસ્સો ઉત્પન્ન થયો હતો. એ જુસ્સામાંથી એણે અણીદાર પથરાનો ઉપયોગ શોધ્યો. સાથે સાથે હાડકાને કામમાં લીધું. એમાં તો પેલા દોસ્તદાર કૂતરાએ લાભ કર્યો હતો.

કૂતરાનું મડદું ત્યાંને ત્યાં પડયું રહ્યું હતું. કાગડા અને ગીધ જેવાં પક્ષીઓએ તે ફોલી ખાધું હતું. હાડકાં પડી રહ્યાં હતાં ને આમતેમ વિખરાયાં હતાં. એક દિવસ ઉંનું ધ્યાન ગયું ને અણીદાર હાડકું મળી આવ્યું. પથરા કરતાં એ હલકું હતું, કામ કરશે એવી ખાત્રી હતી. આથી ઉંએ તે ઉપાડી લીધું.

આ સાધનોથી ઉંને ખૂબ સગવડ થઈ. અણીદાર હાડકું ઘણા કામમાં આવતું. એનાથી કંદ કાઢવા જમીન ખોદાતી ને

પશુ સાથે લડાતું. હવે ઉંને ભય નહોતો. તે બીક વગર જંગલમાં રખડતો. જુવાનિયો બની ગયો હતો એટલે બળ પણ ખૂબ આવ્યું હતું. એ જંગલનો રાજા બની ગયો હતો. કૂદકો મારી ઝાડની ડાળી ઉપર જઈ બેસવું અને મજબૂત કહેવાય તેવી સૂકી ડાળને હાથ વડે ભાગી નાખવી, એમાં એને મોટી વાત નહોતી લાગતી.



એક દિવસ તો એ એક ભયંકર રીંછ જોડે લડ્યો. એમાં બળની જરૂર હતી તે સાથે બુદ્ધિનું પણ કામ હતું. ઉંમાં એ બંને હતાં ને જીત્યો હતો. જ્યારે તે મડદાને શીં પાસે ઢસડી લાવ્યો ત્યારે એના આનંદનો પાર ન રહ્યો. મડદું નહોત તો પોતાનો દીકરો આવું પરાક્રમ કરે તે એના માન્યામાં ન આવત. હાડકાની છરી વડે તેમણે રીંછને ચીર્યું. તેનું સુંદર ચામડું પહોળું હતું. શીંએ પોતાની કમરે વીંટાળ્યું. પાંદડાં કરતાં સરસ દેખાતું હતું. ઇંએ નવી વસ્તુથી ઢંકાયેલી માને જોઈ. પહેલાંના કરતાં તે સુંદર દેખાતી હતી. પોતાને પણ આવું મળે તો કેવું મઝાનું ! એમ તેને થયું.

શીં સમજી ગઈ. એણે ચામડું કાઢી ઇંને આપ્યું. ઇંએ માની માફક પોતાની કેડે વીંટી લીધું ને ખુશ થતી ફરવા ઊપડી ગઈ.

એ પછી ઉં બીજું ચામડું મેળવી શક્યો. તે શીં વાપરવા લાગી.

એક દિવસ ઉં જંગલમાં ફરવા નીકળ્યો. એ પોતે ચામડાનો ઉપયોગ નહોતો કરતો પણ કેડ ઉપર પાંદડાં વીંટાળતો. પહેલાં એ લાકડાનો કકડો લઈ જંગલમાં રખડતો પણ હવે હાડકું કે પથ્થર રાખતો થયો હતો; પહેલાં જંગલી પ્રાણીઓની બીકે અર્ધુંપર્ધું ઊંઘી શકતો, હવે દેવતાની મદદથી ઘસઘસાટ ઊંઘી શકતો; પહેલાં કાચાં ફળફૂલ ને પાંદડાં ખાતો, હવે કંદને પલાળીને કે બાફીને ખાતો હતો. ઉંની બુદ્ધિએ આ બધી શોધો કરી હતી. વખત તો બહુ ગયો હતો પણ સારી સગવડ થઈ હતી. હવે તે પહેલાંના કરતાં વધારે સુખી અને સહિસલામત હતો. પહેલાં દહાડો ખૂટતો નહિ. હવે કામો વધ્યાં હતાં ને દિવસ ઝપાટાબંધ વીતી જતો.

ઉં જંગલમાં મહાલવા લાગ્યો. મોટાં મોટાં ઝાડોની લચેલી ડાળીઓ ઉપર કૂદકા મારતો, વિશાળ વડની લટકતી વડવાઈઓ પકડી હીંચકા ખાતો, છલંગ મારીને કે વડવાઈ પકડી મોટો હીંચકો ખાઈ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર જઈ બેસતો. કોઈ વખત ગેલમાં આવી જતો. વિશાળ જંગલની સેંકડો ચીજો તેની હતી. પોતાને જેમ ફાવે તેમ તે

વાપરી શકતો. આ અભિમાનથી ફૂલાઇ તે ઘણી વખત આનંદની બૂમો પાડતો ને જંગલને ધ્રૂજાવતો.

ફરતો ફરતો ઉં એક વિશાળ વડ પાસે આવી પહોંચ્યો. સેંકડો પક્ષીઓ અહીં રહેતાં હતાં. તેમના કલબલાટથી આજુબાજુનું બધું ગાજી રહ્યું હતું. વડની વડવાઇઓ લાંબી હોઈ જમીન સુધી લટકતી હતી. એકાદ પંખી પકડાઇ જાય તો ઠીક એવા વિચારે ઉં વડ ઉપર ચઢયો. પંખીઓએ ચીસાચીસ કરી મૂકી. કેટલાંક ડરીને દૂર જતાં રહ્યાં પણ એક–બે બહાદૂર પંખીઓએ ચાંચનો સ્વાદ ચખાડયો. છતાં ઉં આગળ વધ્યો. ઊંચે એક માળો જોયો. ડાળીઓ અને પાંદડાંનો બનાવેલો હતો. ઉંએ ત્યાં જઈ તપાસ કરી. એમાં ત્રણ ગોળ ગોળ વસ્તુઓ પડી હતી. એક પંખી બેઠું હતું. ઉં જેવા મોટા દુશ્મનને જોઇ ચીસો પાડતું એ ઉડી ગયું. ઉંએ માળામાંથી પેલી વસ્તુઓ લીધી. એણે આજ સુધીમાં આવું નહોતું જોયું. એ ઇંડાં હતાં તેની યે ખબર નહોતી. એને એ નવાઇની ચીજો લાગી. કેવી ગોળ ગોળ ! કેવી સુંદર ! કેવી સુંવાળી ! ઇને ગમશે ને રમવાની મઝા પડશે એમ વિચારી ઉપાડી.

એ દિવસે એ ગેલમાં આવ્યો હતો. તેમાં યે આવી રૂપાળી ચીજો હાથમાં આવી હતી એટલે પૂછવું જ શું ? ઝાડની ડાળીએ ડાળીએ કૂદકા મારી ઝટ મા અને બેન પાસે પહોંચી જવાનો એને વિચાર થયો. વડવાઇ પકડી લટક્યો. મોટો ઝોલો લઈ સામેના ઝાડ ઉપર જઇ પડયો. ત્યાં તો પગે કંઈક કરડયું. નાનાં નાનાં

કેટલાંયે જીવડાં ઊડયાં ને ચટકા માર્યા. પગ પણ કશાકથી બગડયો. ઉંએ તરત જ બીજો કૂદકો માર્યો. પછી ત્રીજો ને ચોથો–એમ આઘો જતો રહ્યો.

અહીં પેલાં ચટકા ભરતાં જીવડાં નહોતાં. ઉંએ પગની તપાસ કરી. હાથ ફેરવ્યો. કરડયું એ તો સમજ્યો પણ પગ શાથી બગડયો તે સમજાયું નહિ. વિચાર કરતાં હાથ મોંએ અડકી ગયો. ઓહો! આ તો ગળ્યું ગળ્યું હતું. ઉંને એ એટલું ભાવ્યું કે આખો પગ ચાટી ગયો. આ ધમાલમાં પેલાં ત્રણ ઇંડાંમાંનું એક ગબડી ગયું.

ગળી ચીજ મેળવવા ઉં પાછો ગયો. ઝાડ ઉપર પૂડા જેવું કંઇક લટકતું હતું. ઉંના મોંમાં પાણી આવી ગયું પણ શું કરે? પેલાં પાંખોવાળાં હજારો નાનાં જીવડાં ત્યાં તૈયાર હતાં. કેટલાંક પૂડા ઉપર ગોઠવાયેલાં હતાં, કેટલાંક ગોઠવાતાં હતાં ને કેટલાંક પૂડા નજીક ઊડી બેસવાની જગ્યા મળે તેની રાહ જોતાં હતાં. જ્યાં ઉંનો પગ પડયો હતો ત્યાં પૂડામાં ખાડો પડયો હતો. એમાંથી કકડો છૂટો પડી નીચેની ડાળી ઉપર ઝીલાઇ રહ્યો હતો. ઉંએ ટૂકડો મેળવવાનો વિચાર કર્યો. ધીમેથી અને સાચવીને તે ડાળીએ ગયો. પેલાં તોફાની જીવડાં–માખીઓની બહુ બીક લાગતી હતી; પણ કશું થયું નહિ ને મધપૂડાનો કકડો મળી ગયો.

ઉંને માટે એ દિવસ બહુ સારો હતો. મઝાની બે ચીજો તેને મળી હતી. ઈંડાં અને મધ–આ નવતર ચીજો બતાવવા

તે ઝડપથી પાછો ફર્યો. રસ્તામાં ઇં ઇં કરી બૂમો પાડતો હતો. ઇંએ બૂમ સાંભળી ને સામે દોડી આવી. ઉંએ તરત જ મધ અને ઇંડાં બેનના હાથમાં મૂકી દીધાં. પહેલાં ઇંને કંઈ સમજાયું નહિ પણ થોડી વારમાં ખબર પડી ગઇ કે આ ચીજો નવાઇની છે.

એ મા પાસે દોડી ગઈ.

શીં આ વસ્તુઓ તરફ આશ્ચર્યથી જોઇ રહી. એ શું છે તેની એને ક્યાં ખબર હતી ? ઉંએ મધપૂડાના ટૂકડામાં આંગળી ખોસી ને પછી મોંએ અડકાડી. શીંએ તેમ કર્યું. ઇંએ પણ મધ ચાખી જોયું. બંને ખુશખુશ થઈ ગયાં. ત્યાં તો પેલાં ઇંડાં-માંનું એક દબાયું. અંદરથી રસ નીકળ્યો તે ચાખી જોયો. એ પણ ભાવ્યો. આ પછી બધાંએ બંને વસ્તુઓનું અવલોકન કર્યું. પૂડામાંથી મધ કાઢી ખાધું.

મળેલી આ સુંદર ચીજોથી ઇં અને શીંને એટલો બધો આનંદ થયો કે તેઓ નાચવા લાગ્યાં. ઇં તો ગાંડી જ થઈ ગઇ હતી. એ તો કૂદકા મારે, હાથ હલાવે ને આનંદના અવાજ કરે. ઉં જરા આઘે બેઠો બેઠો આ જોતો હતો ને મલકાતો હતો. ઇં તેની પાસે દોડી ગઈ. હાથ પકડી ઉભો કર્યો ને તેને લઈ નાચવા લાગી. ઉંએ બેજોએજો શરૂઆત કરી પણ પછી તો એને યે મઝા પડી.

ત્રણે નાચ્યાં. ખૂબ નાચ્યાં. થાક લાગ્યો ત્યાં સુધી નાચ્યાં.

દુનિયામાં એ સૌથી પહેલું નૃત્ય હતું. એ દિવસથી નૃત્યની શરૂઆત થઇ.

થાક લાગતાં ત્રણે બેઠાં. મધ ક્યાંથી મળ્યું તે ઇંએ પૂછ્યું. ઉંએ પોતાને વેઠવું પડયું હતું તે સાથે બધું કહ્યું. ઈંએ ફરીથી મધ લાવવા જણાવ્યું. ઉંએ હા પાડી.

રાત પડી.

એ તાપણી ને એ વિચાર !

ઉં વિચાર કરવા લાગ્યો. એને લાગ્યું કે માંખો કરડે નહિ એવું કંઇ કરવું જોઈએ. માંખોને નસાડી તો ઓછી મૂકાય છે ! ત્યારે એવું કરવું જોઇએ કે કરડે તોપણ દુઃખ ન થાય. ત્રણે ઉપાય શોધવા લાગ્યાં.

શીંના મગજમાં આવ્યું. એ પહેરતી હતી તે ચામડું કઠણ હતું. ઉં તેનો ઉપયોગ કરે તો અડચણ ન આવે. તેણે પોતાનો આ વિચાર ઉંને જણાવ્યો. એને આ વાત ખરી લાગી.

બીજે દિવસે ઉં મધ લેવા જવા તૈયાર થયો. શીંએ ચામડું આપ્યું તે પહેરી નીકળી પડયો.

એજ જગ્યાએ ગયો. મધપૂડા પાસે ગયો. માખોએ હુમલો કર્યો. ચટકા ભર્યા પણ જ્યાં ચામડું હતું ત્યાં અસર નહોતી થતી. એજ વખતે ચામડું શરીર ઉપરથી ખસી ગયું. ઉંની કમબખ્તીનો પાર ન રહ્યો. હજારો માખો તેની આસપાસ ફરી વળી.

ઉંએ યુક્તિ કરી. એ થોડી વાર દૂર ચાલ્યો ગયો. માખો વળી પૂડા ઉપર ગોઠવાઇ ગઇ. પૂડો પાતળી ડાળી ઉપર હતો ને ઉંએ આખી ડાળી ઉપાડી.

મધપૂડો લઇ એ મા અને બેન પાસે આવ્યો. રસ્તામાં ઘણી માખો ઉડી ગઇ હતી છતાં કેટલીક અંદર રખડતી હતી. તેમને ઉડાડી દઇ ઇંએ મધની મિજબાની ઉડાવી.

બિચારો ઉં માંખો કરડવાથી થયેલાં ઢીમણાં ઉપર હાથ ફેરવવા લાગ્યો.



[૬]

## મધનો સ્વાદ

મધનો સ્વાદ એવો લાગી ગયો કે ઇં અને શીં તેની માગણી કરવા લાગ્યાં. ઉં જંગલમાં રખડતો, ઝાડેઝાડ જોતો ને મધ મેળવતો. પણ મેળવતાં એને બહુ મહેનત પડતી.

ઉં આવી રીતે મધ શોધતો શોધતો એક જાળા પાસે આવી પહોંચ્યો. અંદર જોતો હતો તેવામાં સરૂરૂ કરતી એક સાહુડી નીકળી. એનાં સિસોળિયાં ઊંચાં થયાં હતાં ને નાકથી સુસવાટા મારતી હતી. ઉંના હાથમાં પેલું અણીવાળું હાડકું તો હતું જ. ઓચિંતો સાહુડીનો હલ્લો થવાથી ગભરાઇ જઇ તેણે તે છૂટું માર્યું. હાડકાની અણી સાહુડીના શરીરમાં ઘૂસી ગઈ. વિફરેલી સાહુડી જમીન ઉપર ગબડી પડી.

આ શું થઇ ગયું તે જોતો ઉં ઉભો રહ્યો. નવાઈનો બનાવ બની ગયો હતો. પોતે એ સાહુડીને અડકયો નહોતો ને એ પડી શાથી ગઈ?

ઉંના હાથે નવી શોધ થઇ ગઇ. એને લાગ્યું કે અણીદાર વસ્તુ દૂરથી ફેંકીને પણ શત્રુને મારી શકાય છે.

મધ મેળવવાનું પડયું રહ્યું. ઉંએ સાહુડીના શરીરમાંથી પોતાનું અણીદાર હાડકું ખેંચી કાઢયું. મરી ગએલી સાહુડીને ખભે નાખી એ ઉપડયો.

આવીને જોયું તો પેલા ઝાડ નીચે બેઠી બેઠી શીં કંઇક કરી રહી હતી. એ ચામડાને હાથમાં લઇ વિચારતી હતી.

ઉંએ આવી સાહુડીનું મડદું નીચે નાખ્યું ને મા પાસે જઈ બેઠો. એ તરત સમજી ગયો કે મા ચામડાનું કંઈક કરવા માગે છે. બન્યું હતું એવું કે મધ લાવતાં ઉંને માખીઓ કરડતી હતી. શરીરના જે ભાગ ઉપર ચામડું વીંટાળતો ત્યાં કંઇ થતું નહિ; પણ ઘણી વખત ચામડું નીકળી જતું. સાચવતાં અડચણ પણ પડતી. આનો કંઈ ઉપાય થાય તો સારું એમ એણે માને સમજાવ્યું હતું.

મધમાખોને ઉડાડી મૂકવાની રીત તો તેણે શોધી કાઢી હતી. એણે જોયું હતું કે દેવતાથી જંગલી પશુઓ ભડકે છે; પાસે આવતાં નથી. મધમાખો પણ એવું જ કરશે એમ માની ત્યાં દેવતા લઇ ગયો હતો. ઝાડ તળે દેવતા સળગાવ્યો પણ એટલે દૂરથી દેવતા જોઈ માખો નાસી જાય તેમ નહોતું. પરંતુ ધૂમાડાએ દેવતા જેવું જ કામ કર્યું. ધૂમાડો થતાં માખીઓ નાસી ગઇ. મધથી ભરેલો પૂડો ત્યાં પડી રહ્યો. ઉંએ નીરાંતે મધ લીધું. આ પછી તે રોજ આ રીત અજમાવતો.

ઉં અને શીંએ શરીર ઉપરથી ઉતરી ન જાય તે માટે શરીર સાથે મજબૂત બેસી રહે તેવું ચામડું તૈયાર કરવાનું નક્કી કર્યું પણ કરવું શું ?

ઉંની નજર સાહુડી તરફ ગઇ. એનાં સિસોળિયાં અણીદાર હતાં. કાણાં પાડવામાં એનો ઉપયોગ કરવાનું નક્કી કરી ઊઠયો ને એક સિસોળિયું લઈ પાસે આવ્યો. ચામડામાં બોસી કાણું પાડવા મહેનત કરી પણ સિસોળિયું પોચું ને ચામડું કઠણ. આથી સિસોળિયું ભાગી જવા લાગ્યું.

સિસોળિયાને ભાગી જતું જોઇ ઉંને પોતાનું અણીદાર હાડકું યાદ આવ્યું. એણે તેનો ઉપયોગ કર્યો. ચામડામાં કાણું પડ્યું. ઉં અને શીં એ કાણાને જોઈ રહ્યાં.

ઉંએ ચામડું પોતાના શરીરે વળગાડવા માંડયું. એક વેલાને કાણામાં પરોવી તેનાથી ચામડું શરીર સાથે મજબૂત કર્યું. શીં અને ઉંએ ખેંચી જોયું. જરા જોર કર્યું તો નીકળ્યું નહિ. જરા વધારે જોર કર્યું એટલે વેલો તૂટી ગયો. ઉંને લાગ્યું કે જો મજબૂત વેલો રાખવામાં આવે તો સહેલાઇથી નીકળી ન જાય. અને એ કંઇ મુશ્કેલ નહોતું. સામે જ વેલા હતા. ઉં મજબૂત વેલો લઈ આવ્યો ને કામ ચાલ્યું.

નવા પોશાકમાં ઉં દીપી ઊઠયો. શીં અને ઉંએ તેને જોયા કર્યો. વાહ ! એ કેવો રૂપાળો લાગતો હતો ?

ઇંને પણ થયું કે પોતાની પાસે એવું પહેરવાનું હોય

તો કેવું મઝાનું ! એણે ભાઈને પોતાની ઈચ્છા જણાવી. એ માટે બીજા ચામડાની જરૂર હતી. હવે આ લોકોએ વસ્તુઓનાં નામ પાડયાં હતાં ને ભાંગ્યુંતૂટયું બોલતાં હતાં. બેને એવી રીતે પોતાની ઈચ્છા જણાવી ને ભાઈએ તેનો જવાબ આપ્યો.

પછી તો ઉં બે મોટાં પ્રાણીઓને મારી લાવ્યો. એમનાં ચામડાં ઇં અને શીંને ખૂબ ગમ્યાં. બંનેએ તેનો ઉપયોગ કરવા માંડયો.

આમ એક દિવસ નાગું ફરતું કુટુંબ, પાંદડાંથી શરીર ઢાંકતું ને હવે ચામડાનો ઉપયોગ કરવા લાગ્યું.



[ ૭ ]

# ઉંનાં હથિયારો

●

કુટુંબ એક ઝાડ તળે હતું. વચ્ચે તાપણી સળગી રહી હતી. ઇં ઉંઘતી હતી, શીં તાપણીમાં લાકડાં નાખતી હતી. ઉં પથરાના કડકા જોડે ગડમથલ કરતો હતો.

આજે આખો દિવસ રખડીને ઉં કેટલાક પથરા વીણી લાવ્યો હતો. ધારવાળા પથરા હતા ને અણીવાળા પણ હતા. એમાંથી કંઈક નવું બનાવવાનો એનો વિચાર હતો. અણીદાર હાડકાં શિકારમાં ને બીજા કામમાં ઉપયોગી થતાં પણ તે નાનાં પડતાં. એના કરતાં મોટું હોય તો ઘણું કામ થાય. ઘણી વખત જંગલી પ્રાણી જોડે લડતાં ઉં અણીદાર હાડકું વાપરતો. એક વખત એવું બન્યું હતું કે રીંછ જોડે લડતાં ઉંએ હાડકાનો ઘા કર્યો પણ હાડકું રીંછના શરીરમાં પેસી ગયું. બીજું પાસે હતું નહિ. પરિણામ એ આવ્યું કે રીંછ સાથેના યુદ્ધમાં ઉં હાર્યો ને માંડમાંડ જીવ બચાવી શક્યો.

પછી તો એ વધારે હાડકાં પાસે રાખતો; પણ એમાં તો વળી વધુ મુશ્કેલી હતી. એવાં અણીદાર હાડકાં મેળવવાં તે સહેલું નહોતું. ઉપરાંત તેમને સાચવી રાખવાં પડતાં. કેટલીક વખત પોચાં હાડકાં અણીને વખતે કામ નહિ આપતાં.

આ મુશ્કેલી ટાળવા ઉં વિચાર કરતો હતો. પથરા એને બહુ સારા લાગ્યા. પથરા તો ઠેરઠેર પડેલા હતા. હા, તે જોઇએ તેવા નહોતા. કોઈ સુંવાળા ગોળ હતા તો કોઈ ધારવાળો પથરો જમીનમાં દટાઈ રહેલો હતો. ઉં આવા પથરાને ખોદી કાઢતો.

આમ કરીને એણે કેટલાક પથરા ભેગા કર્યા હતા. છેલ્લા ત્રણ દિવસથી એ આજ ધમાલ કરતો. ઈં મધ સંભારતી પણ ઉં ગણકારતો નહિ. એથી બંને વચ્ચે ઝગડો થઈ ગયો. ઇં રીસાઇને પોતે મધ શોધવા ઉપડી. પણ એમ મધ ઝટ હાથમાં આવે તેમ ઓછું હતું ? ઇં રખડી રખડીને પાછી આવી. હજી તેની રીસ ઉતરી નહોતી. આજે તે ભાઈને માટે કંદ અને ફળ લાવી નહોતી, આજે ભાઇ સાથે બોલી નહોતી. રીસમાં ને રીસમાં ઊંધી ગઇ હતી.

ઉંએ કેટલાક કકડા તૈયાર કર્યા ત્યારે સવાર થવાને બહુ વાર નહોતી. ઓછી ધારવાળા પથરાની ધાર કાઢતાં ને તેમને પકડી શકાય તેમ ઘસતાં બહુ વખત ગયો. થાકની તો વાતજ નહિ કરવાની. ઘસવા માટે સારું સાધન હોય તો તો મહેનત ઓછી પડે; પણ આ તો પથરેપથરા ઘસવાના. આખી રાતની

સખત મહેનત છેવટે તો ઉગી નીકળી હતી. ઉંએ એવું સરસ સાધન બનાવ્યું હતું કે એની સહિસલામતી વધી હતી. કામ ઝપાટાબંધ અને સારું થવાનો સંભવ હતો.

તરત જ ઉં ઊભો થયો. તૈયાર કરેલા ફૂહાડી જેવા આકારના પથરાથી એક વેલો તડાક દઈને કાપી નાખ્યો. ઝાડના થડમાં ઘા કર્યો તો તેના ઉપર સારો ઘા થયો. ઝાડની છાલ ઉખડી.



હવે ઉંને ઘણી અનુકૂળતા થઈ હતી. દિવસો જવા લાગ્યા. તેણે પોતાની પથ્થરની ફૂહાડીનો કેટલીયે વખત ઉપયોગ કર્યો. કેટલીક વખત ફૂહાડી કામ આપતી; કેટલીક વખત ભાગી જતી. જેમ જેમ અનુભવ વધતા ગયા તેમ તેમ ઉં અનુકૂળ ફેરફાર કરતો ગયો. આ હથિયારથી તે લાકડાં કાપતો, જમીન ખોદતો, શત્રુ જોડે લડતો.

જંગલી પ્રાણીઓ જોડે લડવામાં ફૂહાડી બહુ ઉપયોગી ન નીવડી. એક તો એ ભારે હતી ને બીજું એ કે તેથી પશુની છેક પાસે જવું પડતું. જંગલી પશુઓ સાથે લડવામાં તો અણીદાર વસ્તુ સારી થઈ પડતી. ઉં તેમાં હાડકાનો અને પથ્થરનો ઉપયોગ કરતો. ધીમે ધીમે એને સમજાયું હતું કે

ટુંકી વસ્તુ ફેંકવા કરતાં લાંબી વસ્તુ ફેંકવાનું ઠીક થઇ પડે છે. ઘા દૂર જઇ શકે છે અને ધારી જગ્યાએ તાકી શકાય છે.

આ પછી એણે તેની સાથે લાકડું જોડયું. લાકડાના હાથાને તે આગલા પાના જોડે વેલાથી બાંધતો કે ચામડાની વાધરીનો ઉપયોગ કરતો. ધીમે ધીમે ઉં એનો અનુભવી થઈ ગયો. એ ભાલાને બહુ દૂર સુધી ફેંકી શકતો. તાકીને ઘા કરી શકતો. ઊંચે ફેંકવામાં યે કુશળ બની ગયો હતો. ઝાડ ઉપર બેઠેલા પંખીને ઝપાટાબંધ તોડી પાડી શકતો.

શીં ને પણ લાગતું કે છોકરો હોશિયાર છે. બહાદૂર અને બળવાન છે.

એક દિવસ ઉંની બહાદૂરીનું પારખું થયું.

ભોગજોગે રાતે બધાં ઊંઘી ગયાં. તાપણી સળગાવી હતી પણ બધાં ઊંઘી જવાથી તેમાં નવાં લાકડાં ન મૂકાયાં ને તાપણી ઠરી ગઇ. એ વખતે એક જંગલી વરુ ત્યાં આવી પહોંચ્યું. એણે ઇંને પકડીને ઉપાડી. ઈંએ એકદમ ચીસ પાડી.

ચીસ સાંભળતાં જ ઉં જાગી ઊઠયો. ઊંઘભરેલી આંખે એણે જોયું. ભયંકર વરુ ઇંને ઉપાડી દોડી જાય છે. ઉં બેઠો થઈ ગયો. પાસે પડેલો ભાલો ઝટ ઉપાડી લીધો ને જોસથી બે છલંગો મારી ઘા કર્યો. સડસડાટ ભાલો ગયો ને વરુના શરીરમાં અર્ધો પેસી ગયો. તરત જ તે ગબડી પડયું. ઈં એના મોંમાંથી નીકળી પડી. વરુના શરીરમાંથી લોહી વહેતું હતું. ઈંના શરીરમાંથી

પણ વહેતું હતું. જમીન લાલ લાલ થઇ ગઈ હતી. ઈંના પડખામાં દાંત બેઠા હતા ને તે બેભાન બની ગઈ હતી.

આવું નહિ તો આથી નાનું નાનું કહેવાય એવું ઘણી વખત બનતું. કંઇ વાગે તો ચોપડવાની કેટલીક વનસ્પતિઓ તેણે શોધી કાઢી હતી. થોડી વારમાં ઇં ભાનમાં આવી. ઉં પાંદડાં લઈ આવ્યો. વાટયાં ને ઇંના ઘા ઉપર લગાવી દીધાં. ઇંને ખૂબ પીડા થતી હતી.

એ આખી રાત કોઈ ઊંઘી ન શક્યું. ઈં વચ્ચે શાન્ત થતી તો ઓચિંતી ઝબકી જાગતી ને ચીસ પાડતી. ઉં અને શીં તેની પાસે જાગતાં બેસી રહ્યાં.



[૮]

# ગુફાનો કબજો



થોડા દિવસમાં ઇંને આરામ થઈ ગયો. ઘા રુઝાઈ ગયા હતા. એની માંદગી દરમિયાન ઉંનું કામ વધ્યું હતું. શીંઈ પાસે જ રહેતી એટલે ઉંને બધું કામ કરવું પડતું. આ કામમાં એને જંગલમાં રખડવાનો ને નવું નવું શોધવાનો વખત મળતો નહિ.

ઈંની તબિયત સુધરતાં હવે તે છૂટો થઈ ગયો હતો. કેટલેય દિવસે ફરવા જવા તૈયાર થયો. ઉનાળાના દિવસો હતા. આકાશ સુંદર હતું. જંગલ ફૂલોથી મઘમઘી રહ્યું હતું. ઈંએ સાથે આવવાની ઈચ્છા બતાવી. શીં પણ તૈયાર થઈ. ઉંને તો વાંધો જ નહોતો.

ત્રણે જણા ચાલ્યાં.

ફરવામાં પણ ઉંને તો કામ જ હતું. એની ફૂહાડી તૂટી ગઇ હતી ને બીજી બનાવવા કોઈ સરસ પથ્થરની શોધમાં હતો. એની નજર ચારે બાજુ ફરતી.

કેટલુંયે ચાલ્યાં. ભૂખ લાગી. તેમણે આજુબાજુથી ફળ વીણી ખાધાં. પાણી પીવું હતું. તપાસ કરી પણ પાણી નહોતું. ઠેરઠેર ભરાઈ રહેલાં ખાબોચીઆં ઉનાળામાં સૂકાઈ ગયાં હતાં. તરસ ખૂબ લાગી હતી પણ શું થાય ? હેરાન થતાં થતાં તેઓ આગળ ચાલ્યાં. ઘણે દૂર ગયા પછી એક જગ્યાએ પાણી આવ્યું. મોટો ને લાંબો પ્રવાહ હતો. એને કિનારે સરસ ફળફૂલથી લચી ગયેલાં ઝાડો હતાં. ઉંને લાગ્યું કે પોતે રહેતો હતો ત્યાં તો ફળફૂલ ને કંદ મેળવવા મહેનત કરવી પડતી પણ અહીં ઓછી મહેનતે મળે તેમ છે. એણે પોતાની ભાગીતૂટી બોલીમાં શીં ને કહ્યું.

"કેવી મઝાની આ જગ્યા છે ?"

તેવીજ રીતે શીંએ જવાબ આપ્યો. ઇંએ પણ ટાપશી પૂરી કહ્યું, "સરસ છે !"

"અહીં રહેવાનું હોય તો ?" ઉંએ પૂછ્યું.

વાતચીત આગળ વધે તે પહેલાં કિનારાપર પડેલા એક સુંદર ધારદાર પથ્થર ઉપર ઉંની નજર પડી. તે દોડ્યો ને પથ્થર ઉપાડી લીધો. તપાસી જોયો. આવા તો કેટલાયે પથ્થર અહીં પડ્યા હતા. એ કઠણ પણ હતા. આ સારો, આ સારો એમ કરતાં કેટલાયે પથરા જોયા. તેઓ ઘણે આઘે નીકળી ગયાં.



મોટી નદી હતી. ઉનાળામાં નાનાં નાનાં ખાબોચીઆં સૂકાઈ જતાં હતાં ત્યારે અહીં ભરપૂર પાણી હતું. કિનારે લીલાંછમ ઝાડો હતાં ને તેમના ઉપર હજારો પંખીઓએ માળા બાંધ્યા હતા. સામે આથમનો સૂરજ દેખાતો હતો. ત્રણેને આ જગ્યા ખૂબ ગમી.

ઉં તો વહેતાં પાણી જોઈ ગાંડો ગાંડો થઈ ગયો. એ ત્યાં જ બેસી ગયો. પથરો પથરાને ઠેકાણે રહ્યો. ભૂખ લાગી હતી તેનું યે ભાન એને ન રહ્યું. ઇંએ ઊઠવાનું કહ્યું તો ખીજાઇ ગયો. છેવટે થાકીને તે પાસેનાં ઝાડો ઉપરથી કેટલાંક ફળ લઇ આવી. ઉંએ ત્યાં બેઠાં બેઠાં જ ખાધું ને પાણી પીધું.

એ રોજ ખાતો હતો, રોજ પાણી પીતો હતો પણ કદી આજના જેવી મઝા નહોતી આવી. એને ઊઠવાનું મન નહોતું થતું.

જંગલી પશુઓ પાણી પીવા આવવા લાગ્યાં. એક–બે આવી ગયાં ત્યાં સુધી તો ઉંએ દરકાર ન કરી; પણ છેવટે ઊઠયો ને પાસેના ઝાડ ઉપર ચઢી ત્રણેએ રાત વીતાડી.

અજવાળું થતાં જ ઉં કૂદી પડયો. એ બૂમો પાડતો નદીના કાંઠા ઉપર દોડાદોડ કરવા લાગ્યો. ઈં અને શીં ને આ જગ્યા ગમી તો હતી જ પણ ઉંના જેટલી અસર નહોતી થઈ.

તેઓ ચાલતાં ચાલતાં એક ઉંચી ભેખડ પાસે આવી પહોંચ્યાં. ભેખડ પથ્થરની હતી. નદીના પ્રવાહથી ઘસાઈને કે તૂટીને તેમાં ઠેરઠેર નાનાં મોટાં બાકાં પડયાં હતાં. ઉંએ જોયું તો એક બાકામાં કોઈ પંખી રહેતું હતું. એ મોટું હતું. એની ડોક ત્યાં રહીને દેખાતી હતી.

ઉંને અહીં રહેવાનું મન તો થઇ ગયું હતું, તેમાં આ દેખાવ નજરે પડયો. એને પણ થયું કે પોતે આ પંખીઓના જેવું જ રહેઠાણ શોધી કાઢવું જોઈએ. આ વિચારે એ આગળ વધ્યો. ભેખડો ચઢી ઊતર્યો. કેટલાંક બાકાં જોયાં. દરેકમાં કોઇને કોઈ પ્રાણી રહેતું હતું. કેટલીક ગુફાઓમાં જબરાં પ્રાણીઓ હતાં. તેમને અંદર સૂતેલાં જોઈ ઉં ધીમેથી પાછો હઠી જતો.

કેટલીક તપાસ પછી એક ગુફા પસંદ પડી. એમાં રીંછનું કુટુંબ રહેતું હતું. આ ગુફાને પોતાને માટે મેળવવા ઉંએ નક્કી કર્યું; પણ રીંછ હોય ત્યાં સુધી તો શું થાય? રીંછ સાથે લડવામાં ફાવાય તેમ નહોતું. ઉં પાછો ફર્યો.

તે સૂકાં લાકડાં વીણી લાવ્યો. થોડું ઘાસ પણ લાવ્યો.

નદીને કિનારે બેસી ઉં લાકડાં ઘસવા લાગ્યો. એ વખતે ઇં પણ પથરા લઈ રમવા લાગી. રમતાં રમતાં તેણે પથરો ટીચવા માંડયો. હજી તો ઉંનાં લાકડાંમાંથી દેવતા ઝર્યો નહોતો

તે પહેલાં ઇંના પથરામાંથી તણખો ઊડયો. ઉંએ એ જોયું. તેણે ઈંના હાથમાંથી પથરા લઈ લીધા. એક કે બે વખત અથડાવતાં જ તણખો ઝર્યો, તે ઘાસમાં ઝીલી લીધો ને દેવતા પાડયો.

વીણી આણેલાં લાકડાં સળગાવી, તે લઈ ઉં ગુફા તરફ ઉપડયો. પ્રાણીઓ દેવતાથી બીએ છે એ અનુભવ અહીં કામમાં આવ્યો. ભડકો જોઈ જંગલી પ્રાણીઓ નાસવા લાગ્યાં. એકને બદલે કેટલીયે ગુફાઓ ખાલી થઈ; પણ ઉંને તો પેલીજ ગુફાની જરૂર હતી. રીંછણ એનાં બચ્ચાં સાથે આરામથી સૂતી હતી. ઉંએ ત્યાં જઈ સળગતું લાકડું ધર્યું. રીંછડાં ભડકીને ઊભાં થઇ ગયાં ને ગુફાની બહાર નીકળી ગયાં; પણ તે રીંછણને ગમ્યું નહિ. તે ઘુરઘુરાટ કરી સામી થઈ ગઈ. ઉંએ લાકડું તેના સામું ધર્યું પણ તેને ન ગણકારતાં એણે ઉં ઉપર હુમલો કર્યો. ઉંએ લાકડું તેના શરીરને અડકાડયું છતાં મરણિયું બનેલું રીંછ આગળ વધ્યું. ઉંએ રીસ ચઢાવી સળગતું લાકડું માર્યું. તેમાંથી કેટલાક અંગારા વેરાયા. એક અંગારો રીંછણના વાળમાં ભરાયો. દુઃખથી ચીસો મારતી તે પાછી હઠી. વાળ સળગી ઊઠયા હતા. નાસતાં નાસતાં તે ગબડી પડી. બિચારાં બચ્ચાં માની આ દશા જોઇ રહ્યાં. થોડી વાર જોઇજ રહ્યાં પણ પછી ત્યાંથી ચાલ્યાં ગયાં.

ઉંએ ગુફાનો કબજો લીધો.



[ ૯ ]

# નવું રહેઠાણ

●

ગુફામાં હાડકાં, ચામડાં અને માંસના લોચા પડયા હતા. ત્રણેએ મળી તે એક બાજુ કર્યા. ગુફા મઝાની હતી. ત્રણે જણ સારી રીતે સમાય તેવડી મોટી હતી. તળીઉં ખરબચડું હતું પણ તેથી અડચણ આવે તેમ નહોતું. નદીની રેતી પાથરી સરખું બનાવી દેવામાં આવ્યું. ઇ સૂકું ઘાસ લાવી તે પણ રેતી ઉપર પાથરી દીધું.

કામ કરતાં કરતાં એમણે જોયું કે પશુઓના વસવાટ વચ્ચે તેમની ગુફા છે. કેટલાંયે પશુઓ એ દિવસ દરમિયાન ગુફામાં ડોકિયાં કરી ગયાં. એકે તો હુમલો પણ કર્યો. ઉં એ વખતે બહાર ગયો હતો. ઇએ તેને મારી નાખ્યું હતું.

રાત્રે ત્યાં અંધકાર હતો. ચારે બાજુઓએથી પશુઓના જુદા જુદા અવાજ આવતા હતા. તેમનો ઉપદ્રવ પણ વધી

ગયો હતો. આમાંથી બચવા માટે ઉંએ ગુફાના મોં આગળ તાપણી કરી. આની અસર ઠીક થઈ. તેઓ એકંદરે ઠીક ગણાય તેવી રીતે રાત વીતાવી શકયાં.

હવે આ ત્રણે જણાં આજુબાજુના મુલકથી જાણીતાં થઈ ગયાં હતાં. ઉંના આનંદનો પાર નહોતો બહુ ઓછી મહેનતે ફળ અને કંદ મળતાં. શિકાર શોધવામાં પણ પહેલાં જેટલી મુશ્કેલી નહોતી પડતી. મધ અને ઇંડાં માટે તેવું હતું. જે જોઇએ તે બધું અહીં સરળતાથી મળતું હતું. સૌથી મઝાની વાત તો એ હતી કે ઉં એક કુરકુરિયું મેળવી શકયો હતો. ઘણા વખતથી તે એક કૂતરાની શોધમાં હતો.

ઉં આમતેમ રખડતો હતો. એક જગ્યાએ ત્રણ કુરકુરિયાં દીઠાં. એમની મા ત્યાં ન હોતી. એ બહાર ગઈ હતી. ઉં પાસે ગયો. કુરકુરિયાં નાનાં હતાં. તેમાંથી એક ઉંને ગમી ગયું ને ઉપાડીને પોતાની ગુફામાં લાવ્યો.

થોડોક વખત થયો હશે ત્યાં તો કુરકુરિયાંની મા ત્યાં આવી પહોંચી. એણે આ જગ્યા શી રીતે શોધી કાઢી તેની ઉંને નવાઇ લાગી પણ તે જાણતો હતો કે પશુઓમાં સુંઘવાની શક્તિ સારી રીતે હોય છે. તેમાંયે કૂતરો સૌથી સારી રીતે એ શક્તિ ધરાવે છે.

કૂતરી પગલાં સુંઘતી ત્યાં આવી હતી. તેણે જરા છેટે રહી અવાજ કર્યો. કુરકુરિયે માનો અવાજ ઓળખ્યો ને સામો

અવાજ કર્યો. કૂતરી લપાતી છૂપાતી ધીમેથી ત્યાં આવી. ઉં કુરકુરિયાને લઈ ગુફાના ઉંડાણમાં બેઠો હતો. થોડીવારમાં તેની સામે જંગલી કૂતરીની બે આંખો ચળકી ઉઠી. કૂતરીએ એક-બાજુનાં ઇં અને શીંને મૂકી ઉં ઉપર હુમલો કર્યો. આ વખતે દેવતા નહોતો. અધૂરામાં પૂરું ભાલો પણ ભાગી ગયો હતો ને બીજો બનાવી શકાયો નહોતો. હા, તે માટે પસંદ કરેલા થોડા ધારદાર પથરા પડયા હતા. ઉંએ એવો એક પથરો ઉપાડી ફેંકયો, પણ ચાલાક કૂતરી તે ચૂકવી, ઉં ઉપર ધસી આવી. ઉંનાં હાથને બચકું ભરી લીધું.

તરત જ ઉં ઉભો થઇ ગયો. એણે કૂતરીનું ગળું પકડી લીધું. કૂતરીએ પગ અને પૂંછડીથી ઘણું જોર કર્યું. બચકાં ભરવા મહેનત કરી પણ ઉંએ તેને અદ્ધર ઊંચકી લીધી હતી એટલે એ બધું નકામું ગયું. આમ છતાં ઉંના શરીરે કૂતરીના નખથી થોડા ઉઝરડા પડયા.

ઇં અને શીંને શું થયું તે સમજાયું નહિ. બનાવ એટલી ઝડપથી બની ગયો હતો કે તેમને સમજણ પડી ને તૈયાર થયાં ત્યાં તો ઉંએ જોરથી કૂતરીનું ગળું દબાવ્યું. જીભ બહાર નીકળી ગઇ. શરીર લોચા જેવું થઇ લટકી ગયું. ઉંએ તેને બહાર ફેંકી દીધી. કૂતરીનું મડદું કોણ જાણે કયાએ કોતરમાં જઈ પડયું.

આવું આવું તો કેટલુંયે બન્યું. પહેલા ૫–૬ દિવસ તો ભારે મુશ્કેલી હતી. ત્રણેને ખૂબ સાવચેત રહેવું પડતું હતું. પોતાના મુલકમાં કોઇ નવાં રહેનારાં આવી વસ્યાનું જાણી

પશુઓમાં પણ કુતૂહલ પ્રેરાયું હતું. કેટલાંક તપાસ કરી જતાં, કેટલાંક ઉશ્કેરાતાં.



પંદરેક દિવસે કંઇક સુખ થયું. કેટલાંક પશુઓ પોતાની જાતે રહેઠાણ છોડી ચાલ્યાં ગયાં ને કેટલાંકને આ લોકોએ દેવતાની મદદથી નસાડી મૂક્યાં. આ દિવસોમાં ઉંએ ભાલો બનાવી લીધો હતો. તે પહેલાંના ભાલા કરતાં સારો હતો.

ઠરીઠામ થયા પછી આ જગ્યા વધારે સારી લાગી હતી. નદી તો તેમને ખૂબ ગમી ગઈ હતી. ત્રણે જણ તેમાં નહાવા પડતાં. અહીં પણ લડાઇ તેમની સામે હતી. પાણીમાં યે મોટા મોટા જીવો હતા. ઉં તેમની સાથે લડતાં યે શીખી ગયો હતો. એને પાણીમાં તરતાં પણ આવડયું હતું. હજુ બહુ સારી રીતે નહોતું તરાતું પણ તેને ખાત્રી હતી કે બીજા આટલા દિવસમાં પાણી તેને મન જમીન જેવું જ થઈ જશે.



[૧૦]

# ઉંના બાપની કથા



આકાશમાં કાળાં વાદળાં ઊભરાતાં હતાં. વિજળીના ઝબકારાથી આંખો મીંચાઇ જતી હતી. ગડગડાટથી કાન બહેર મારી જતા હતા. જંગલમાં બેફાટ વરસાદ પડયો હતો. નાના મોટા હજારો રેલા વહેવા લાગ્યા હતા. ઠેરઠેર ખાબોચીઆં ભરાયાં હતાં. ઉનાળામાં સૂકાઇ ખરી પડેલાં જમીન ઉપરનાં પાંદડાં કહોવાવા લાગ્યાં હતાં.

આ નાનકડા કુટુંબને તેથી મુશ્કેલી તો પડતી જ હતી. બધે મોટું મોટું ઘાસ ઊગી નીકળેલું હોવાથી તેમનાથી સહેલાઇથી ફરી શકાતું નહિ. આ ઓછું હોય તેમ તેમની ગુફામાં ક્યાંકથી પાણી આવવા લાગ્યું હતું. આ ત્રાસ મોટો હતો પણ કંઈ ઉપાય નહોતો.

વિજળીના ચમકારા અને ગડગડાટથી બધાંને બીક લાગતી. ઇં તો ગભરાઈ જતી. એક દિવસ ભારે તોફાન થયું. પવન સુસવાટા મારતો ફુંકાતો હતો. કડડ કરતાં ઝાડ તૂટી પડતાં હતાં. ભલભલાનાં કાળજાં ફફડી જાય તેવા વિજળીના ચમકારા પછી ઓચિંતો એવો ગડગડાટ થતો કે હમણાં આખો ખડક તૂટી પડશે એવી બીકે શીં આંખો દબાવી દેતી.

આવી સ્થિતિમાં આખી રાત વીતાવી.

સવારે જોયું તો નદીમાં પાણી વધ્યું હતું. કેટલાંક પશુઓ એમાં તણાઈ જતાં હતાં. મોટાં મોટાં ઝાડ આમતેમ ગોથાં ખાતાં ગબડતાં હતાં. ગુફા પાસેથી ઉંએ આ જોયું. આ શો ઘુઘવાટ ! આ શું તોફાન !

એવામાં આઘેથી તેમના જેવું જ કંઈક તણાતું આવતું ઇંએ જોયું. એણે ઉંને બતાવ્યું. શું છે તે બરાબર સમજાયું નહિ; પણ થોડી જ વારમાં ઊછાળતાં પાણીએ તેને કિનારે ફેંકી દીધું.

આ એક નવાઈ જેવી વસ્તુ હતી. ઇંએ મા અને ભાઇ સિવાય બીજું માણસ જોયું નહોતું. ઉં માટે પણ તેમ હતું. શીંએ ઉંનો બાપ અને તેનો બાપ જોયા હતા પણ એકને જાનવર ખાઈ ગયું હતું ને બીજાનો પત્તો નહોતો.

કૂદતો ને દોડતો ઉં નીચે ઉતરી ગયો. જઈને જોયું તો તેમના જેવું જ એક માણસ હતું. પહેલી વખત માણસ જોતાં



એને કેટલો બધો આનંદ થયો હશે ? પણ એ હાલતો નહોતો. ઉંએ તેને ગુફામાં લેવા વિચાર કર્યો. એને મન એમ કે માને બતાવીશું તો તે ખુશ થશે. પણ ઈં અને શીં ત્યાંજ આવી ગયાં. શીંએ જોયું. એના મોંમાંથી અવાજ નીકળી પડયો. એણે વિચિત્ર ચીસ પાડી.

એ હતો તેનો ધણી ! ઇં અને ઉંનો બાપ !

એ કયાંથી આવી પડયો તેની કોઈને ખબર નહોતી, અત્યાર સુધી કયાં હતો તે કોઈ જાણતું નહોતું. અત્યારે એ કશાની જરૂર પણ નહોતી.

ઉંના બાપનું શરીર હાલ્યા–ચાલ્યા સિવાય પડયું હતું. તે ઠંડું થઈ ગયું હતું. ઉંએ તેને ખભા ઉપર નાખ્યું ને ગુફામાં લઈ ચાલ્યો. ગુફાના મોં આગળ રોજ સળગ્યા કરતા દેવતામાં સૂકું ઘાસ નાખી ભડકો કર્યો. ગરમી મળતાં શરીરમાં ચેતન આવ્યું.

તેને ભાનમાં આવતાં બહુ વાર ન લાગી. આજુબાજુ જોયું. પોતાના જેવાં માણસોને જોઇ એને ઉં અને ઇં જેટલી નવાઇ ન લાગી; પણ ઓળખી શકયો તો નહિ જ. શીં તરફ નજર ગઇ. એકદમ ઓળખી ન શકયો. એને જોઈ છે એટલું લાગ્યું. ધીમે ધીમે યાદ આવતું ગયું. એણે શીંને ઓળખી.

શીંએ એ પુરુષ કોણ છે તે ઇં અને ઉંને કહ્યું. બહુ રીતે કહ્યું પણ એમને કંઇ સમજણ ન પડી. આમ છતાં એ એટલું જોઈ શકયાં કે આવનાર માણસને જોઇ શીં ખુશ થઇ છે.

પછી તો એ બધાં લાંબી વાતે વળગ્યાં. એમની ભાષા પૂરી નહોતી. બોલતાં બોલતાં કેટલીક બાબતો માટે શબ્દ નહોતો જડતો. ઇશારતોથી આ મુશ્કેલી ટાળતાં ને એ રીતે ગાડું ગબડતું.

શીંએ પૂછ્યું, " તમે કયાં ખોવાઇ ગયા હતા ? "

માણસે જવાબ આપ્યો, " ખબર નથી ? એક વરુ મને ઉપાડી ગયું હતું. "

શીં બોલી, " પગલાં અને લોહી જોઈ મને એટલું તો લાગેલું કે કોઈ જાનવર તમને ઉપાડી ગયું છે. આ નાનાં છોક-રાંને સાચવતાં મારાથી થઇ તેટલી શોધ કરી પણ તમે જડયા નહિ. હાં, પછી શું થયું ? "

માણસે કહ્યું, " વરુ મને ઉપાડીને કેટલેક દૂર ગયું ત્યાં હું ભાનમાં આવ્યો. એ જ અરસામાં સામેથી જંગલી પાડો

આવ્યો. મને પડાવી લેવાનો એણે વિચાર કર્યો હશે; પણ એ તો નાઠું. પાડો તેની પાછળ પડ્યો. કેટલુંક દોડયા પછી હું વરુના મોંમાંથી પડી ગયો પણ તેની દરકાર કર્યા સિવાય એ જતું રહ્યું. પાડો મારી પાસે આવ્યો. એજ વખતે એક સિંહે તેના ઉપર તરાપ મારી. પછી તો એ બે વચ્ચે ભારે લડાઇ થઈ. તેમની બૂમોથી જંગલ ગાજી ઊઠ્યું. પાડો એનાં મોટાં શીંગડાંથી સિંહની બરાબર ખબર લેતો હતો. સિંહ પણ બળવાન પંજાથી તેનો જવાબ આપતો હતો. એ તો જંગલનો રાજા! પાડો બળવાન ખરો પણ એનું શું ચાલે? એક વખત પાડે સિંહને દબાવ્યો પણ વનરાજ છ-



ટક્યો. તેણે પાડાની પીઠ ઉપર જબ્બર થાપ મારી. પાડાની પીઠ ચીરાઇ ગઇ ને ત્યાં મડદું થઇને પડયો.

સિંહ અને પાડાની લડાઇ ચાલતી હતી તે વખતે હું લાગ જોઇ ત્યાંથી છટકી ગયો. વહેલો વહેલો પાસેના ઝાડ ઉપર ચડી ગયો. પાંદડાંથી ઢંકાયેલી ડાળીએ બેસી સિંહ અને પાડાની લડાઇ જોઈ મારા શરીરે પરસેવો થઇ ગયો.

જીત મેળવી વનરાજે મને શોધવા માંડયો પણ હું જડયો નહિ. જેને માટે એણે આવી મોટી લડાઇ કરી હતી તે શિકાર

ગૂમ થયો હતો. એ ખિજાયો. ઉશ્કેરાઈ જઇ ભયંકર ઘુરઘુરાટ કરતાં જમીન ઉપર એકાદ બે ચક્કર લગાવ્યાં. આમતેમ જોયું ને છેવટે ચાલ્યો ગયો.

હું નીચે ઊતર્યો. તમને શોધતો શોધતો રખડવા લાગ્યો. આડે રસ્તે જતો રહ્યો. કોણ જાણે ક્યાં યે જઈ ચડયો. એક દિવસ આપણા જેવા થોડા માણસો જોયા. હું તેમની સાથે ભળી ગયો. આ લોકો ઘર બાંધીને રહેતા હતા. તેમણે મને મદદ કરી. મેં પણ ઘર બાંધ્યું. એ ઘરમાં ને એ લોકો સાથે આટલા દિવસ ગયા.

"નદીમાં ક્યાંથી આવી ગયા ?" બાપની વાતોમાં ઉંને રસ પડયો હતો. તેણે પૂછ્યું.

"ખૂબ વરસાદ પડયો. આટલો વરસાદ કદિ જોયો નથી. વરસાદથી બચવા જતાં હું એક જોરદાર પ્રવાહમાં આવી ગયો ને તણાયો. મને લાગે છે કે ઘણું તણાયો હોઈશ." શીં તરફ જોઇ તે આગળ બોલ્યો, "તમે લોકોએ શું કર્યું તે તો કહો."

શીંને તો કંઇ બહુ કહેવાનું નહોતું. તેણે છોકરાંને કેવી રીતે સાચવતી તે કહ્યું. એ કહેતાં કહેતાં ઉંનાં ખૂબ વખાણ કર્યાં. બાપે દીકરાનાં પરાક્રમો અને તેની બુદ્ધિની વાતો સાંભળી તેના માથા ઉપર હાથ ફેરવ્યો.



[૧૧]

## ઘર બાંધ્યું

ચોમાસું પૂરું થયું. તોફાની નદી શાન્તિથી વહેવા લાગી. આકાશ સ્વચ્છ થઇ ગયું પણ ચોમાસામાં આ કુટુંબને મોટું દુઃખ વેઠવું પડયું હતું. વરસાદથી બચવા માટે જગ્યા શોધવા રખડતાં રાની પશુઓનો ઉપદ્રવ વધી ગયો હતો. કુટુંબ તેમને પહોંચી વળ્યું હતું. પણ રોજરોજનાં એ યુદ્ધો અને જીવના જોખમથી સૌ કંટાળ્યાં હતાં. વળી ઉંના બાપનું કહેવું એવું હતું કે આમ એકલા રહેવું તેના કરતાં બીજાઓની સાથે રહીએ તો એકબીજાને ઓથ રહે છે.

ઉંને આ વાત ગમતી હતી. પોતાના જેવા બીજા માણસો છે એવી તેને ખબર નહોતી. એ તો એમ જ માનતો કે આ આખી ધરતી ઉપર તેઓ ત્રણ જ છે. પણ જ્યારે બીજા માણસો છે એવી ખબર પડી ત્યારે તેમની સાથે રહી શકાય તો ખોટું નહિ એમ તેને લાગ્યું હતું.

બધાં એવા માણસો મળી આવે એમ ઈચ્છતાં હતાં. જંગલમાં ફરવા જતાં ત્યારે ખાસ શોધ કરતાં.

એક દિવસ ઉંના પિતાએ કહ્યું, "આપણે નવું ઘર બાંધીશું."

ઈં વિરૂદ્ધ હતી. એણે કહ્યું, "આજ શું ખોટું છે?"

"નવું ઘર વધારે સહિસલામત હશે." બાપે કહ્યું. જોને, અહીં રોજ રોજ રાનીપશુઓ આવે છે ને હેરાન કરે છે. ચોમાસામાં કેટલી આપદા પડી? આપણું નવું ઘર એ બધી અડચણોમાંથી આપણો બચાવ કરશે."

ઈંને ગળે આ વાત ન ઊતરી. પ્રાણીઓ, વરસાદ, તાપ એ બધાની મુશ્કેલીઓ એને મુશ્કેલીઓ લાગતી જ નહિ. એ તો એમ જ હોય એમ તે માનતી. ઉંને પણ નવા ઘરનું બહુ આકર્ષણ નહોતું; પણ એને લાગ્યું હતું કે બાપ તેના કરતાં વધારે અનુભવી છે. એણે કેટલુંક નવું જોયું છે, જે એણે કદી જોયું નહોતું. એ બાપ ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર હતો.

જમીન બરાબર સૂકાઈ ગઈ હતી. હવે વરસાદનો ભય નહોતો. એ વખતે ઉંના બાપે એક જગ્યા શોધી કાઢી. એક નાનકડા ટેકરાની વચ્ચે ખાડો હતો. નાનો હતો. બહુ ઊંડો નહોતો. તેણે તે ઉંને બતાવ્યો ને કહ્યું, "આ ખાડો વધારે ઊંડો ખોદવો પડશે."

"શા માટે?"

" અહીં આપણે ઘર તૈયાર કરીશું. જો, આ ટેકરો છે એટલે ચોમાસામાં વરસાદનું પાણી નીચે વહી જશે અને આ ખાડો છે તેમાં આપણે રહીશું. "

કેવી રીતે રહેવાશે ને ઘર કેવું હશે તે ઉંના મગજમાં ન આવ્યું.

આ જગ્યા નદીથી જરા દૂર હતી. રાની પશુઓને પાણી પીવા જવાનો રસ્તો પણ દૂર હતો. ગુફાઓ પણ બહુ નહોતી. ઉપરાંત બીજું સુખ એ હતું કે આજુબાજુ ફળવાળાં ઝાડ સારી પેઠે હતાં. જયારે આ બધું પિતાએ સમજાવ્યું ત્યારે ઘર કંઇક ઠીક થવાની ઉંને આશા પડી. ઇંને પણ વિશ્વાસ બેઠો.

પછી તો ઉત્સાહથી કામ ચાલું થયું. કોદાળીના આકારના પથ્થરના ધારદાર કકડા તૈયાર કર્યા. ખોદવાનું ચાલુ કર્યું. ચારે જણ આખો દિવસ કામ કરતાં. બે ત્રણ દિવસ પછી તેમને લાગ્યું કે આ રીતે ખોદવાનું બને તેમ નથી. ધારવાળો ભાગ જમીનમાં ઊતરી જતો ને બહુ ખોદાતું નહિ. ત્રણેના હાથ દુઃખી ગયા હતા ને ઈંને તો છ–સાત ફોલ્લા પડયા હતા.

ત્રીજે દિવસે બપોરે ખોદવાનું બંધ રહ્યું. કામ બંધ રહે એનો વાંધો નહોતો પણ કોઇ સહેલી રીત શોધવી જોઈએ એવો બધાનો મત હતો. તેમ જ થયું. કુહાડીને બદલે કોદાળીના આકારના પથરા પસંદ કરાયા.

કોદાળીથી જમીન ખોદવાનું કામ સહેલું થયું.

કેટલેક દિવસે જોઇએ તેટલું ઊંડું ખોદાઈ રહ્યું. ઉનો બાપ જંગલમાંથી મોટું લાકડું ઊંચકી લાવ્યો હતો. એને મથાળે બે ફાંટા હતા. છાલ કાઢી નાખી હતી ને પથ્થરની કૂહાડી વડે ઘડી સુંવાળું બનાવ્યું હતું. આ પછી તેઓએ બીજાં બે લાકડાં મેળવ્યાં. એ પણ ઘડીને તૈયાર કર્યાં.

આટલાં મોટાં કામ પૂરાં થયા પછી કામ બહુ સહેલું બની ગયું. એક દિવસ ચારે જણ જંગલમાં ઉપડયાં. બને તેટલી લાંબી પાતળી ડાળીઓ વીણી લાવ્યાં. આખો દહાડો એમાં ગયો. ખાડા પાસે લાકડાંનો સારો એવો મોટો ઢગલો થઈ ગયો.

ખાડાની વચ્ચે સાંકડો પણ ઊંડો ખાડો ખોદી તેમાં પેલું પાંખાંવાળું લાકડું ઊભું રોપ્યું. એનાં બે પાંખો વચ્ચે બીજું લાકડું આડું મૂકયું. બીજા લાકડાંમાંથી કામમાં આવે તેવાંનો ઉપયોગ કરી ગોઠવ્યાં. મોટાં લાકડાં જોડે તેમને બરાબર બાંધ્યાં. તેમાં વેલાનો ઉપયોગ કર્યો હતો. વધારે મજબૂતીની જરૂર



નવું ઘર : બહારનો દેખાવ

હતી ત્યાં વાધરી વપરાઈ હતી. વધુ વાધરીઓ મેળવવાનું સહેલું નહિ હોવાથી અને વેલાથી કામ ચાલે તેમ હોવાથી વેલાનો ઉપયોગ થયો હતો. ઉપર પાંદડાં વગેરે નાખી છાપરું છાયું. તે બરાબર જમીનને અડકતું હતું. અંદર દાખલ થવાનો દરવાજો રાખવાનું ભૂલ્યા નહોતા. હા, એ દરવાજો બહુ મોટો નહોતો. જંગલી પશુઓ ઘૂસી ન જાય તે માટે જેમ બને તેમ નાનો રાખ્યો હતો. એ દરવાજો એટલો નાનો હતો કે ઈ પણ પેટ ઘસડીને જ તેમાં દાખલ થઈ શકે તેમ હતી.



નવું ઘર : અંદરનો દેખાવ

કેટલેક દિવસે આખું મકાન તૈયાર થઈ ગયું અને એક દિવસ સૌ તેમાં રહેવા ગયાં. એ દિવસે તેમને એટલો આનંદ થયો કે મોડી રાત સુધી નાચ કર્યો ને સૌને ભાવતું હતું તેનું માંસ મેળવી દેવતાથી શેકીને ખાધું.



[૧૨]

# નદીની સહેલ

•

નવા ઘરમાં આ લોકોને સરસ ફાવી ગયું. જે સગવડો મળી તેથી તેમને નવરાશ મળતી હતી. નવરાશે ઘણી વખત તેઓ નદીમાં નહાવા જતાં ને કલાકોના કલાકો પાણીમાં પડયાં રહેતાં. કોઈ કોઈ વખત ઘણે દૂર ફરવા જતાં. ચારે જણને તરતાં સરસ આવડતું હતું.

એક દિવસ ઉં તરતો તરતો ખૂબ આઘે નીકળી ગયો. નદીએ એ એકલો જ આવ્યો હતો. ગાઉ બે ગાઉ જેટલું તર્યો હશે. તરતાં તરતાં એ ડૂબવા લાગ્યો. બચવા બહુએ પ્રયત્ન કર્યાં, થાકી ગયો ત્યાં સુધી પ્રયત્ન કર્યાં પણ છેવટે હાથ પગ કામ આપતા બંધ થયા. ઉં તણાવા લાગ્યો.

એ જ વખતે પાણીમાં તરતું એક લાકડું હાથમાં આવી ગયું. ઉંએ તે પકડી લીધું. એને વળગી રહી થાક ખાધો.

કંઈક બળ આવ્યું એટલે એના ઉપર ચડી બેઠો. લાકડું પાણીમાં વહેણ સાથે ખેંચાવા લાગ્યું. સાથે ઉં પણ જવા લાગ્યો.

સારે નસીબે લાકડું તેમના રહેઠાણ તરફ ખેંચાતું હતું. ઉં કિનારાની એ જગ્યા ઓળખતો હતો. હવે તેનામાં જોર આવ્યું હતું ને થાક ઊતર્યો હતો એટલે ફૂદકો મારી પાણીમાં પડયો ને તરતો તરતો કિનારે પહોંચી ગયો.

ઘેર જઇ આ વાત કરી.

પણ આ બનાવ પછી ઉંને નવી રમત જડી. તે અને ઇં મળી કિનારે પડેલું એક લાકડું ખેંચી લાવ્યાં ને પાણીમાં નાખ્યું. એના ઉપર ચડી ભૂસકા મારવાની અને લાકડું આગળ ધકેલતાં ગબડી પડવાની ખરી મઝા પડતી. રમતમાં ને રમતમાં ઉંની આવડત વધી. તે લાકડા ઉપર બેસી, હાથ હલાવી લાકડાને મરજીમાં આવે તે બાજુ ચલાવી શકતો. તરવાનું કામ પતે એટલે લાકડાને કિનારે લાવી પાણી બહાર ખેંચી કાઢતાં.

એક દિવસ લાકડાની મદદથી ઉં સામે કિનારે પહોંચી ગયો. ઈંને ત્યાં જવાનું મન હતું પણ બે જણ લાકડા ઉપર બેસી શકે તેમ નહોતું. એ પછી ઉં અને ઇં બંને લાકડા ઉપર બેસી ઇચ્છા મુજબ ચલાવવા પ્રયત્ન કરતાં. લાકડું કેટલીક વાર સુધી તરતું પણ બેમાંથી એક જરાક હાલે કે ગોળ ફરી જતું.

આવી દશામાં દિવસો વહી ગયા. ઉંને નિરાંતે બેસીને પાણીમાં ચલાવાય એવી સગવડ જોઇતી હતી. એક દિવસ એવો લાગ આવી ગયો. વચ્ચેથી કોહી ગયેલ કોઈ ઝાડ તેના હાથમાં આવી ગયું. એનાથી રમત કરતાં તેને લાગ્યું કે પેલા ગોળ લાકડા કરતાં આ અડધિયું વધારે સગવડવાળું છે, એ ઝટ ગબડી જતું નથી.

એક બે દિવસ વાપર્યું ને એ થડીઉં કાણું થઈ ગયું. સડી ગયેલું તે કેવી રીતે કામ આપે? ઉંના મગજમાં નવો વિચાર આવ્યો. તેણે કાણાવાળું થડિયું પાણીમાં ધકેલી દીધું. કેટલુંક આઘે ગયા પછી તેમાં પાણી ભરાયું ને જઇને તળીએ બેઠું.

એણે પિતાને વાત કહી: " આપણે કોઇ લાકડાને એવી રીતે અડધું કાપી કાઢીએ તો? મને લાગે છે કે એ મજબૂત લાકડું કદી ડૂબે નહિ."

બાપને આ વાત ખરી લાગી. તેમણે પ્રયત્ન કરી જોવાનું નક્કી કર્યું.

હવે તેઓ કોઈ હલકા પણ મજબૂત લાકડાની શોધમાં પડયા. સાથે સાથે લાકડું ખોદવાના કામમાં આવે તેવી કૂહાડીઓ પણ બનાવવા મંડી પડયા. કેટલાક દિવસે એ બધું તૈયાર થઇ ગયું.

હવે તેમણે થડ કોરવાનું ચાલુ કર્યું. કેટલીએ કૂહાડીઓ ભાગી ગઇ. છેવટે દસેક દિવસની મહેનત પછી તે કામ પૂરું કર્યું.



ઉં અને તેના પિતાએ, હલકું પણ મજબૂત લાકડું શોધી કાઢી, વચ્ચેથી કોરવા માંડ્યું. તેમાં બેસીને પાણીમાં ફરી શકાય એવું નાવડું બનાવવા તેમની ઈચ્છા હતી.

ઉં બાપના કરતાં લાકડા સાથે પાણીમાં ફરવામાં હોશિયાર હતો. કોરેલા લાકડાને પાણીમાં ઉતારી સૌથી પહેલાં તો તે એકલો આઘે સુધી પાણીમાં ફરી આવ્યો. એને માલુમ પડયું કે પેલા ગોળ લાકડા કરતાં ને સડેલા થડના અડધીઆ કરતાં આ વધારે ફાવે તેવું હતું. હાલવા છતાં એ ગોળ ફરી જતું નહોતું.


ઉં અને તેના પિતાએ ઝાડના થડને કોરીને તૈયાર કરેલું નાવડું

બીજી વખત ઉં ઈંને લઈ પાણીમાં ફરવા નીકળ્યો. ઈંને મઝા પડી. સામો કિનારો જોવાનું તેને મન હતું તે પણ પૂરું કર્યું.

પછી તો ઘણી વખત ચારે જણ તેમાં બેસી સહેલ કરતાં, પાણીમાંના જીવ પકડતાં ને ખાવાના ઉપયોગમાં લેતાં. બાપને તો ફળ કે જંગલી પ્રાણીઓના માંસ કરતાં પાણીમાંની માછલીઓ બહુ ભાવતી.

જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ તેઓ વધારે ને વધારે આઘે જવા લાગ્યાં. ઉં પહેલાં હાથ વડે નાવડું ચલાવતો

પણ હવે મોટા વાંસ રાખતો. એને પાણીમાં નાખી જોસથી ધક્કો મારતો. નાવડું સરસર કરતું પાણીમાં જોસથી આગળ જતું.

એક દિવસ ઉં અને તેનો પિતા બંને નદીમાં ફરવા નીકળી પડ્યા હતા. જે બાજુએથી ઉંનો પિતા તણાઈ આવ્યો હતો તે બાજુ તેઓ જતા હતા. કેટલેક આઘે ગયા પછી ઉંના બાપે જગ્યા ઓળખી.

તેણે કહ્યું, "આ જગ્યા મેં જોયેલી છે. હું અહીં મારા મિત્રો સાથે રહેતો હતો."

"ઊતરવું છે ?"

"હા. ચાલોને આવ્યા છીએ ત્યારે જોતા જઇએ."

ઉંએ નાવડું કિનારે લીધું.

કિનારાની નજીકથી જ ભયંકર જંગલ ચાલુ થતું હતું. નાવડાને મજબૂત વેલા વડે એક પથરા સાથે બાંધી તેઓ જંગલમાં દાખલ થયા. બંનેએ પોતાનાં હથિયારો તૈયાર રાખ્યાં હતાં. રખે કોઇ દુશ્મન હુમલો કરે.

જંગલની ધરતી ઉપર બંને ચાલવા લાગ્યા. સાચવીને ડગલાં ભરે ને ચારે બાજુ જુએ. ઘણો વખત આ રીતે રખડ્યા પણ કંઈ જણાયું નહિ. ઊલટું એક જંગલી પ્રાણી સાથે લડાઇ થઇ. પણ તેમાં તો ફાયદો હતો. શિકાર મળ્યો હતો.

ઘેર પાછું ફરવું જ જોઇએ એટલે જંગલના ઊંડાણમાં ન ઊતરતાં તેઓ પાછા ફર્યા. ફરીથી કોઈ દિવસ આવી સારી રીતે તપાસ કરવાનો ઈરાદો હતો.

કેટલાક દિવસ પછી તેઓ તૈયાર થયા. આ વખતે જરૂર જણાય તો એક, બે કે ત્રણ દિવસ રોકાવાની તૈયારી કરી હતી. નાવડામાં બેસી ત્યાં જઈ પહોંચ્યા.

એ આખો દિવસ તેઓ આમતેમ રખડયા પણ કોઇ મળ્યું નહિ. ભૂખ લાગી એટલે થોડાંક ફળ વીણી પેટ ભર્યું. રાત્રે એક ઝાડ ઉપર ચડી રાત પસાર કરી.

બીજે દિવસે બપોરે એક માણસ મળ્યો. પોતાના મુલકમાં બીજાને આવેલા જોઈ એ ખીજાયો હોય કે ગમે તે કારણ હોય પણ એ ઉશ્કેરાઈ ગયો. બંનેએ તેને સમજાવવા પ્રયત્ન કર્યો પણ તે શાન્ત થયો નહિ. છેવટે તેમની વચ્ચે મારામારી થઈ. બરાબર માર ખાઈ પેલો માણસ નાસી ગયો.

ઉં અને તેનો બાપ જંગલમાં ફરવા લાગ્યા.

થોડી વાર પછી તેમણે માણસોની બૂમો સાંભળી. ઉંએ એ બાજુ નજર ફેરવી. માણસોનું ઉશ્કેરાયેલું મોટું ટોળું તેમના તરફ ધસી આવતું હતું. એ લોકો પાસે હથિયારો હતાં. ઉં ગભરાયો. થોડી વારમાં એ લોકો છેક પાસે આવી ગયા.

ટોળું આ બંનેની આજુબાજુ ફરી વળ્યું. મોત આવ્યું એમ બંનેને લાગ્યું. માણસો ગુસ્સે થઈ ગમે તેમ બોલતા હતા. ઉં તે સમજતો નહિ પણ એનો બાપ આ લોકો સાથે રહેલો હોઇ સમજી શકતો હતો.

સારે નસીબે એજ વખતે એક માણસ દોડી આવ્યો.

એ આવ્યો હતો તો પોતાના દુશ્મનો સામે લડી લેવા; પણ આવતાની સાથે જ તેણે ઉંના બાપને ઓળખ્યો.

પછી તો ગરબડાટ શાન્ત થઈ ગયો. દુશ્મનો ભાઈબંધ બની ગયા. ઉં અને તેનો બાપ મહેમાન બન્યા.

ઉંએ જોયું કે આ ભાગમાં લોકો રહે છે. તેમણે છૂટાં છૂટાં ઘર બાંધ્યાં છે.

એ રાતે મોટો જલસો થયો. ઉંને મઝા પડી.

અહીં રહેવા આવવાનું નક્કી કરી તેઓ પાછા ફર્યા.

ઘેર આવ્યા. ઈં અને શીંને વાત કરી. ઈંને જગ્યા બદલવાનું ગમ્યું નહિ. પણ ઉંએ ફાયદા સમજાવ્યા. એકલા રહેવાથી કેટલી અડચણો પડે છે તે ઈં જાણતી જ હતી. ઘણા જણ સાથે રહેવામાં ફાયદા છે તે તેણે કબુલ કર્યું.

સાત–આઠ દિવસ ચાલ્યા ગયા.

ઉંએ નાવડું તૈયાર કર્યું. કામની ચીજો તેમાં મૂકીને ચારે જણ બેસી ગયાં. નાવડું નવી જગ્યા તરફ ચાલવા લાગ્યું. ઉં, ઈં અને શીં પોતાની જુની જગ્યા તરફ નજર રાખી રહ્યાં. એ એમને બહુ વહાલી હતી. નાવડું આઘે ને આઘે ગયું.





ટાઈટલ: લોર્ડક્રીન પ્રીન્ટરી :: ખાડીઆ—અમદાવાદ.